# ફુલાણજી

અથવા.

લગ્ન વિશે વાર્તા રૂપે

નિબંધ

છપાવી પ્રસીદ્ધ કરનાર.

બુકશેલર. મનસુખરામ મગનલાલ.

રચનાર

ઇ. અ. સુરતી.

દોહરો

લગ્ન જગ્નમાં મગ્ન થઇ ભંગ કરે ભંડાર

તે બતલાવાને કરો આ પુસ્તક વિસ્તાર

અમદાવાદ "ન્યાયસાગર" પ્રેસમાં છાપી.

૩૮૫૪

# કુલણજી



ગુણીયલ વાંચનારાઓ !

**આ** આર્ય દેશમાં અને મુખ્યત્વે ગુજરાતમાં બાળલગ્ન નો પ્રસાર વિશેષ છે. તેમ કુલણજીઓની સંખ્યા પણ વિશેષ છે; ઘણું એક વખતે બનેલા એવા બનાવોથી મને એક વાર્તા રૂપે તેમનો હાસ્યજનક નિબંધ લખવાને મન થયું જે લખીને આપ સાહેબોની સેવામાં પ્રગટ કરૂં છું.

વસંત રૂતુના રમણિય દિવસમાં એક દિવસે પ્રભાતમાં દાતણ કરતાં, પોતાની સ્ત્રી, વહાલીવહુ સાથે કુલણજી વાત કરવા લાગ્યાઃ—

**અલી !** આપણો મુર્ખદાસ હવે મોટો થયો; નવ પુરાં થઈને દશમું ચાલેછે; મારી તથા તારી ઉમ્મર લગભગ પચાસ વરષની થવા આવી; ને આપણા મનનો મનોરથ મનમાં રહી જશેઃ માટે હવે તો એનાં લગન કરવાં જોઈએ. આપણા વેહેવાઈ કોદરદાસ પણ ગોરની પાસે વારે વારે કહેવરાવ્યા

કરેછે કે,લગ્નકરો, લગનકરો,માટે ખાસુખા આપણા મુરખાદાસ ને હોંશુસાથે પરણાવી દઇએ. કાલે ભાણુ જોશીને તેડાવીને મુરત જોવરાવીએ. લગન જો ફાગણ મહિનામાં આવેછે, તો તો ઠીકજછે, ચાલની આ દાતણ કરી લઇને હમણાંજ બોલાવી લાવું. !!! હમણાં બીજી શી હુંડી પકવવી છે; બેઠા બેઠા શું કરીશું;

એમ કહી કુલણજી ભાનુજોશીને ત્યાં ગયા, ને તેને પગે લાગી કેહેવા લાગ્યા, કે જોશી મહારાજ, આજે મારે ઘેર પધારો, મારે કાંઈ મુરત જોવરાવવું છે, ભાનુજોશીએ વિચાર્યું કે ચાલો, આજ અખયાણું પાક્યું, જોશીજીએ પોથી પેહેરી માંહે ટીપણું ખોસ્યું અને સારા સુકન જોઇ કુલણજી ની સાથે તેને ઘેર જવા નિકલ્યા, ઘેર વહાલી વહુ તો રાહ જોઇનેજ બેઠાં હતાં. જોશીએ ટીપણુ કાહાડી મુરખાભાઈની કન્યા સુંદરગવરીની રાશીઓ તપાશી જોઇ તો ફાગણસુદ એકમનું શુભ મુરત આવ્યું. શેઠ બહુ ખુશી થઇ ગયા, તેથી ભાનુ જોશીને અખયાણામાં સવાસેર ઘઉં સવારૂપીયો અને એક નાળિએર આપી વિદાય કીધા. પણ કુલણજી પોતાની વહાલી વહુને કહેવા લાગ્યા કે મહા શુદ પુનમ તો ગઈ, હવે લગનને થોડા દિવસ બાકી રહ્યા, માટે તાકીદથી તૈયારી કરવી જોઇએ, આપણો એકનો એક લાડકવાયો છોક-

રો, ને વળી આપણું કુટુંબ ખાનદાન કેહેવાય, આપણા ઘર માં તો હાંલ્લે હાંલ્લાં લડે છે, પણ આપણા નામ પ્રમાણે તો આપણે મોટો વરઘોડો તથા સારો ખરચ કરયા વગર છુ-ટકો નથીં, આપણા નામ ઉપર તો ખાંધાં મુઠોછે, તેથી વ્યા-જે જોઇશે તેટલા રૂપિયા મળશે, આવુ શેઠનું બોલવું સાંભ ળી વ્હાલી વહુએ પુછયું કે તમે શું કરવા ધારો છો ?

**ફુલણજી**--અલબત આપણા નામ પ્રમાણે બે ત્રણ ન્યા તો તો કરવી જોઇએ. તથા પેલી વડોદરા વાલી ઉમદા ખ-ખસનો નાચ કરાવવો, તથા સાંબેલા અને સુરતના અંગરે-જી વાજા સાથે ધામધુમથી સરઘસ કાહાડવું જોઇએ.

**વ્હાલી**--જાઓ જાઓ, આપણા મુરખાદાસ એકનો એકછે,અને તમે આટલુંજ કરીને બેશી રેહેવા ધારોછો કે શું? આજ લગન જેવું કારજ કોને બારણે? આપણે મા બાપ ને શું ? બત્રીશ વાની પકવાને આખું મહાજન જમાડો ત થા બે આપણી ન્યાત કરો ને તેને બિજે દિવસે મોટો વ રઘોડો કાઢો. બાકીનું તમે કહ્યું તે પ્રમાણે. ત્યારે તો શોભા મલે, નહીં તો ગરીબ પણ એટલુંજ કરેછે. એમાં શો મોટો વાઘ માર્યો.

**ફુલણજી**--હા જો ખરૂં પુછેતો આપણા નામ પ્રમાણે તથા મુરખાદાસને પરણાવાની હોંશ પ્રમાણે તું કહેછે તેવીજ

ખરચ કરવો જોઇએ,પણ તું કહેછે એ બધું ખરૂ આપણી શકિત જોઇએ કેની!

**વ્હાલી**—નવાણું ત્યાં ભર્યા સો.આટલા ખરચ માટે કોઇના વ્યાજે કહાડી લાવશો તો આટલા વધારે. જે થવાનું હશે તે થશે. કોણે દીઠીછે કાલ. જશાતો મળશે, કે ફુલાણાભાઈએ આવી મોટી ધામધુમથી લગ્ન કીધાં હતાં! એ-જતો એ.

આ પ્રમાણે વાત કરતા હતા એટલામાં કાલીઓ હજામ ફુલાણજીનું માથુ મુડવા આવ્યો.

**ફુલણજી**—ચલ કાલીયા, આજે ઝટપથી માથું બોડી નાખ. આપણા મુરખાદાસના લગ્ન ફાગણ સુદ એકમનાં ઠરયાંછે, તેથી હવે દાણા દુણી વિગેરે લગનનો સહીત્ય તઇયાર કરવો જોઇએ. હવેથી તું વેહલો આવતો જે, લગનનું કામ છે હો!

**કાલીયો**—અરે શેઠ તમે કહેશો તો આખો દિવસ ને આખી રાત અહીંજ પડી રહીશ, મુરખાભાઇના લગનમાં ભળી હું ઘણો ખુશી થયો છું પીઠી ખાંડી તઇયાર કરાવજો

**ફુલણજી**—( હસતાં હસતાં ) હજામ ભાઇની જાતજ-એવી પીઠીમાં તે શું જીવછે જે તેને તઇયાર કરાવતાં વાર લાગે? પણ આપણા ઘરના નામ પ્રમાણે લગન મોટી ધામ

ધુમથી કરવા જોઇએ અને તે માટે હજી લાખો વાના તઇયાર કરવાનાછે.

**કાલીયો**-ખરૂ કહોછો શેઠ એમ કીધા વીના કેમ ચાલે; અમ સરખા ગરીબ પણ એવે ટાણે જો પઇસો ન હોય તો-તમ સરખાના દેવા કરીને પણ ધ.મ ધુમથી લગન કરીએછી-એ. ઠાકોરજીએ તમને બહુ આપ્યુછે; માટે તમારે પાંચ પઇ-શા વાપરવા જોઇએ; તમારો હીરા જેવો એકનો એક દીકરો પરણે અને ત્યારે તમે ન ખરચો ત્યારે કયારે ખરચો લગન કંઇ વારે વારે આવેછે, ઇસ્વર કરે ને તમનેં જશ મળશે ને વાહ વાહ કેહેવાય!

એ રીતે કુલગુજીએ ખુબ ઘશીને ઉલટે ગારતકે ઓરાન-વ્યુ કાલીયા હજામે ખુબ છાપરે ચડાવી દીધો અને વળી ના મે કુલગુજી તેમાં વળી વ્હાલો વકનું અને વ્હાલ! તેથી ભાઇતો ખુબ કુલાઇ ગયા અને નાહી ધોઇ ઝટ પાઘડી લુગ ડાં પેહેરી લગનનો સામાન તઇયાર કરાવા તથા કોઇ સરાફને ત્યાંથી વ્યાજે રૂપિયા કઢાવાની ગોઠવણ કરવા બહાર નીક-ળ્યા, રસ્તામાં તેને તેનો મિત્ર સમજુલાલ મળ્યો, સમજુલાલે પુછ્યુ કે કેમ ભાઈ આજ કાંઇ ટાંટીયા જોરમાંછે અને મ્હોં મસ મકલાયછે. એવું શું છે?

**કુળલજી**-સમજુલાલ માફ કરજો મેં તમને દીઠા ન-

હી હો! વારૂ હવેતો તમારે કામકાજ કરવા આવવું જોઈશે. તમારે હાથો હાથ કામ પાર પાડવું જોઈશે, આપણા મુરખા દાસના ફાગણ સુદ એકમના લગન ઠરયાછે;. તેથી તમે આવ શો તોજ કામ થશે, તથા લગ્ન બરાબર થયા એમ કેહેવાશે

**સમજુલાલ**—અરે વહ! એમ શું બોલોછો? તમારે આ મારે કાંઈ જુદાઇ છે તમે કેહેશો ત્યારે તમારી શેવામાં તઈય ૨જ છીએ. પણ તમે મુરખાદાસના લગન કરવાનો કયે દિવશે વિચાર કીધો પરમ દિવસે સાંજે આપણે મલ્યા હતા ત્યારે તો મારી આગલ તમે કંઈ વાતજ કીધી ન હતી અને એક દમ કેમ વિચાર ઠરયો!

**ફુલણજી**—આપણે તો કંઇ વિચાર બીચાર કીધો ન હાતો પણ અમારા વેહેવાઈ ઉપરા ઉપરી ગોર કને કાહાવ્યા કરેછે કે લગન કરો લગન કરો તેથી આજે સાવારે દાતણ કરતાં વિચાર સુજયોકે આપણી ઉમર થઇ, ને કોણે કાલ દીઠીછે; મનની ઉમેદ મનમાં રહી જશે ચાલની લગન કરી નાખીએ એવું વિચારી ભાનુ જોશીને બોલાવ્યા ને લગન જોવરાવ્યાં તો ફાગણ સુદ એકમનુ મુરત આવ્યુ. બાકી અગાઉથીજ વિ ચાર હોતતો હું તમ સારખા વ્હાલા મિત્રને કેમ જણાવ્યા વગર રહું ?

**સમજુલાલ**--પણ કુલણજી, તમે એટલી ઉતાવળ શાની કરો છો ? તમારા મુરખાદાસની ઉમર સાત કે આઠ વરસની છે. તમે હજી ગામમાં હો હા કીધી નથી માટે મારી વાલો. હજી વખત થાય છે. હાલ તમારા મુરખાદાસને ભણવા દયો ભણીં ગણીને મોટો થાય ત્યારે લગન કરજો. વખત ઘણો છે. એવી શી ઉતાવળ છે ?

**કુલણજી**--હવે કંઇ વિચારયુ ફરે ? મેં હજામના જેવી ચરકેલ જાતને મોઢે વાત કરી કે આપણાં મુરખાદાસનાં લગન કરયો છે, તે હજામની જાત ગામમાં હો હા કરી મુકશે માટે ન કરીયે તો ભમાણી ફજેતી થાય. હવે તો લગન કરયા વિના છુટકોજ નથી.

**સમજુલાલ**—એમાં શાની ફજેતી ? તમે લગન કરવાનો વીચાર કીધો ને તે કદાચ પાછો ફેરવો તેમાં અડચણ શાની ? ઘણાએ સોરો લગન જોવરાવી રાખે છે ને પછી અડચણ નડે છે તો ફેરવે છે.

**કુલણજી**—ખરી વાત પણ આપણા નામ પ્રમાણે તો લગન ફેરવી શકાય નહીં. લોકોને મોઢે કંઇ ડુચો દેવાયછે તેઓ તો તરત વાત કરે કે કુલણજીના છોકરા મુરખાદાસનાં જોવરાવેલા લગન ફરયા તો આપણે બુડી મરવા જેવું થાય—તે કરતાં બાળપણામાં લગન કરવામાં શું કાંઇ હરકત

જોતો નથી. કાલે છોકરોને વહુ ઉમરમાં આવશે ને ખાઈપી ને કલ્લોલ કરશે, વળી હું મારા મુરખાદાસને પરણાવ્યા વગર મરી જાઉ તો હું ખરેખર કહુંછું કે, મારા મનમાં હોંશ ર૦ હી જાય, માટે ગમે તે થાઓ, પણ હું તો મારા મુરખાદાસ ને પરણાવીશ અને પરણાવીશજ.

**સમજુલાલ**—જયારે તમે એવો ઠરાવ કરીને બેઠા છો? ત્યારે તો હું લાચાર છું; બાકી મારી નજરમાં તો એ ઠી- ક લાગતું નથી, પછી જેમ તમારી મરજી.

**ફુલણજી**—મારી મરજી તો કોટી પ્રકારે લગન કરવા નીજ છે, ઉપરથી દેવ ઉતરે તો પણ શું ? મારી મરજી ફર- વ નાર નથી માટે તમારે પોતાનું કામ સમજી તાકીદ રાખ વી. મુર્ખાદાસ તમારોજ છે. માટે જેમ આપણી વાહ વાહ થા ય તેમ કરવું.

**સમજુલાલ**--તમારા બોલવાપરથી જણાય છે કે ત૦ મારી મરજી બહુ ધામધુમથી લગન કરવાની છે ખરૂ કે ?

**ફુલણજી**--ઘણી ધામધુમથી તો શું, પણ અસખત આ પણા અગાઉના નામ અને આબરૂ પ્રમાણે કરવુંજ જોઈએતો, પાંચ સાત વાર બધા માજનને તથા બે ત્રણ વાર ન્યાત વા- લાઓને જમાડી શું, તથા એક મોટો વરઘોડો સાંબેલા અને સુરતનાં અંગરેજી વાજા સાથે ધામધુમથી કાઢીશું

એટલે બસ.

**શમજુલાલ**--ફુલાણુજી તમને આટલા બધા કોણે ફુલાવ્યા છે ? આટલો બધો નકામો ખરચ શા આધારપર કરવા ધારો છો ?

**ફુલણજી**---એ નકામો ખરચ કેહેવાય કે ? એવો એવો ખરચ કયાં વારે વારે કરવો પડે છે ? લગન સરખો દીવસ કોને ત્યાં આવે છે ? જેના ભાગ્ય મોટાં હોય તેને ત્યાં આવે છે, દુનિયામાં આપણે આબરૂ ઇજ્જત બીજી કંઈ રીતે મળે છે ? મોટો ખરચ કરીશું તો જાણશે, માટે જાઓ, મારા સાહેબ, એમ શું બોલો છો કે તમને કોણે ફુલાવ્યા છે. ફુલાવાનું શું કામ છે ?

**સમજુલાલ**--દુનિયામાં લગનને અવસરે મોટી ધામધુમ કરવાથીંજ આબરૂ મળતી નથી. બીજા સેંકડો રસ્તા છે. જેથી માણસને માન તથા આબરૂ મળે છે હું તમને સમજાવીશ કે લગનની ધામધુમથી નામ વધવાને બદલે આર સારા માણસમાં હાંશી થાય છે. હા તમે કહોછો તે ખરૂ કે મારી વાહવા થશે અને મારૂ નામ વધશે પણ ક્ષણિક છે, તમારી હાલતથી હું કંઈ અજાણ્યો નથી. તમારા પિતાની સધળી દોલત ફના થઈ ગઈ છે. ને તમે તો ઉલટા કરજ કરી લગન કરવા તઈયાર થાઓ છો, એ કાંઈ ઠીક કરતા નથી.

હું તમારો મિત્ર છું, માટે મારે તમને યથા શકિત સલાહ આપવી જોઇએ; તમે આ પ્રમાણે કરજ કરી ધામધુમથી લગન કરો એ મને બીલકુલ ઠીક લાગતુ નથી. તેથી તમને શિખામણ દઉછું. ખરેખર તમને કોઇએ ભમાવ્યા છે તેથી ફુલાઇ ગયા છો પણ મારૂ ગરીબનું કહ્યું માનો. એ બધો વિચાર છોડી દો. ઉંટનાં પગલાં બકરી ભરવા જાય તો બકરીનું કંઇ પણ ઠેકાણું લાગે નહી; માટે તમે મને મળજો, મારે તમારી સાથે એ વિશે વધારે વાત ચિત કરવી છે માટે બામુખા તમે મને મળજો હો ! ભુલશો નહી પણ તમારે ક્ષણિક કિરતી પર ફુલાવું નહી.

**ફુલણજી**—જાઓ જાઓ તમે મારી ઉલટ શાની ભાંગાં નાખો છો ? આ દેહજ ક્ષણિક છે તો ક્ષણિક કિરતીની આશા કેમ ન રાખવી? હું તો ધામધુમથી લગન કરવાનો. તમને પાલવેતો મને કામકાજમાં મદદ કરજો, મને ઘડીની ફુરસદ નથી. ફાગણ શુદ એકમને હવે થોડા દિવસ બાકી રહ્યા છે.

એ પ્રમાણે બેઉ મિત્રો ખિન્ન ચહેરે છુટા પડ્યા. સમજુલાલ રસ્તામાં જતાં પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે ફુલણજીની શી કમબખ્તી લાગીછે! કોઇએ ફુલાવ્યો છે તેથી ફુલાઈ ગયો ને એકદમ વગર વિચારે ખરચ કરવા નિક-

ક્યો છે, પોતે વિચારતો નથી કે ઘરમાં તો હાંલ્લે હાંલ્લાં લડેછે, હું આવો ખરચ કરવા શું બેઠો છું! મને નવાઇ લાગે છે કે એનું મન એટલું બધું કેમ ભમી ગયું હશે! મેં એને કહ્યું કે સાંજના ફેરા ફરી મને મળજે તે ઉપરથી ગુસ્સામાં આવી બોલ્યો કે તમારે પાલવે તો કામકાજમાં આવજો. પણ મારે ક્યાં એના બોલવા સામું જોવું છે, હું એનો સાચો મિત્ર, માટે જલદીથી જમી લઇ એને ઘેર જાઊં, અને એને જે તે પ્રકારે માને તો સમજાવીને બે વાત કહું. પછી તો એનું નશીબ. મેં એને કહ્યું કે તારા છોકરાની ઉંમર હજી પુખ્ત નથી થઇ, હજી તો એને ભણવાનો વખત છે, માટે હાલ તેને પરણાવાનું માંડી વાલ તો તે પણ નથી માનતો. વારૂ તે તો જાણે રહ્યું પણ તે આવી ધામધુમથી લગન શાને કરે છે! એવી રીતે વિચાર કરતો સમજુલાલ પોતાને ઘેર ગયો.

આણી તરફ કુશળજીએ સમજુલાલના કહેવાને કંઇ ગણકાર્યું નહીં, અને અમરજી ભુપજીની પાહેડીએથી વ્યાજે રૂપીઆ કહાડવા ગયો. અમરજી શરાફે તેના નામ પ્રમાણે અને તેની બાંધી મુઠી હોવાથી રૂપીઆ દશ હજાર ધીર્યા તે લઇ કુશળજી પોતાને ઘેર ગયો ને પોતાની વહુને કહેછે કે

જોયું, આપણો મૂર્ખાદાસ કેવો ભાગ્યવાન કે જયાં અમરજી-
ની દુકાને ગયો કે તરત રૂપીઆ દશ હજારની રકમ લઇ
આવ્યો.

**વ્હાલી**—પણ તમે તો ખુબ રોકાઇ ગયા, એટલી બ-
ધી વાર કયાં લાગી ?

**ફુલણજી**—રસ્તામાં પેલો દોઢ ડાહ્યો મળ્યો હતો,
તે વળી ડાહાપણ ડાહ્યો થઇ મને શિખામણ દેવા લાગ્યો
કે લગ્ન ધામધુમથી ન કરો. પણ તે જાણતો નથી કે એવો
એની શીખામણને અહીં બંદા કયાં ગણકારે છે, સમજુલાલ
જાણે છે કે એ એવો ખરચ કરશે તો એની આબરૂ વધશે જ
શો, માટે પેટનો બળ્યો ગામ બાળવા માગે છે. પણ બંદા
કયાં કાચા છે ! ચાલ હવે તો હું પાછો જાઉં વાજાવાલા
કાપડીઆ, દરજી, વગેરેની સાથે બંદોબસ્ત કરી આવું એ
મ કહીને ફુલણજી બજારમાં ગયા અને અહીં તહીં આંટા
મારી સર્વે જણાને વરદી આપી સાંજે ઘેર આવ્યા તો સ-
મજુલાલ તેની રાહા જોતા બેઠા હતા ફુલણજીને તેણે ઘણા
ઘણા વિનવીને સમજાવ્યા પણ બધું ધુળપર લીંપણ જેવું
હતુ. ફુલણજી એવા તો હઠ લઇને બેઠેલા કે એકના બે થ-
યાજ નહીં આખરે સમજુલાલનું માનવાને બદલે તેની સા-
થે કજીઓ કરવાપર આવ્યો ત્યારે સમજુલાલ તે વખતે ગ-

મ ખાઇ ગયા. મે વિચાર્યું કે નથી માનતો ત્યારે આપણે શું કરીએ મુરખ અને હઠીલા માણસ સમજાવ્યા સમજતા નથી. કહ્યું છે કે,

## श्लोक.

वज्रलेपस्य मुर्खश्य नारीणां करकटश्यच
एकोग्रहश्तुमीनानांबीलीमदयपर्योर्यथा

**ભાવાર્થ**—વજ્રલેપનો, મુરખનો, નારીનો, કર્કટનો, અને માછલીનો એકજ હેતુ હોય છે. અર્થાત તેઓ જે ચીજ પકડે છે તેને ને તેને દ્રઢ વળગી રહે છે. વળી,

## श्लोक.

उपदेशोहि मुर्खाणांप्रकोपाय नशान्तये
पयः पानं भुजंगानां कवलं विष वर्धन

**ભાવાર્થ** મુરખને ઉપદેશ દીધાથી તે શાંત થવાને બદલે ઉલટો ગુસ્સે થાયછે. જેમકે સાપને દુધ પાયાથી ફાયદાને બદલે ઓર ગેર ફાયદા થાય છે. એજ પ્રમાણે મુરખા માટે સમજવું તેઓને જ્યારે વિતે ત્યારેજ જાણે છે, જો મેં એને એવીજ સલાહ આપી હોત અને એની ગોષ્ટિને ઉ.ટં.જ.

આવ્યું હોતતો મારા ઉપર અતિ પ્રસન્ન થાત અને મને સારો આવકાર દેત. કારણ કહયુંછેકે

## उपजातीवृत.

मृगा मृगै संगमनु व्रजन्ति
गावश्चगोभिश्तुरंगाश्तुरंगैः
मुर्खाश्चमुर्खैःसुधीयसुधीभिः
समानशीलव्यसनेषुसख्यम्

ભાવાર્થ—મૃગોને મૃગ મલેથી શુભ સંગમ થાયછે. ગાયને ગાય સાથે અને અશ્વને અશ્વ સાથે; તે પ્રમાણે મુર્ખ મુર્ખ સાથે અને સુજ્ઞને સુજ્ઞ જન સાથે; જેને જેવા મિત્રો હોઇએ તેને તેવાનોજ સંગમ થાયછે. કર્યાં ફળ સૌ સૌની મેળે ભોગવશે માટે હવેતો એજ, ઠોકર ખાવાદો એટલે એની મેળે જાણશે કે હું કહેતો હતો તે મારા સારા માટે નહીં પણ તે એના પોતાના ભલાને માટેજ.

પછી સમજુલાલે તે મુર્ખા કુલણજીને ખુબ ફુલવા દીધી અને કહયુંકે ભાઇ મજ સરખું કામકાજ હોયતે કેહેજો; કુલણજીએ કેટલુંક નજીવું કામ તેને સોંપ્યું લગનને આગલે દિવસે પોતે સઘળા નામીચા સેઠ શાહુકાર, આધકારીઓને

ત્યાં તેઓને સાજન માજનમાં તથા મીજલસમાં આવવાની તથા તેમના છોકરાને સાએલા કરવાની ખુશામત કરવા ગયા એક નામીચા સહુકારને ઘેર જઈ કહયું કે "મેહેરબાન સાહેબ! હું આપની પાસે એક અરજ ગુજારવા આવ્યોછું, તે-કૃપા કરી માન્ય રાખશો, મારા મુખાદાસના લગન ફાગણ સુદ એકમનાં ઠરયાંછે માટે મુરબી સાહેબ પાન ગુલાબ લેવા જરૂર તસ્દી લેશો, તમારા આવ્યાથીં અમ ગરીબને માન્યછે માટે જરૂર તસ્દી લેવીં. પોતાની પાગડી ઉતારીને તેના ખોળામાં મુકી ફરીથી કહયું કે શેઠ ખામુખા જરા તસ્દી લેજો તમારા આવ્યાથી મારૂં સાજન તથા વરઘોડો શોભશે, માટે તમારી દાઢીમાં હાથ ઘાલીને પગે પડીને તથા મારી પાગડી તમારા ખોળામાં મુકીને અરજ કરૂં છું કે ખામુખા પ-પધારવું તમારા શેવક ઉપર મોટો ઉપકાર થશે."જ્યારે શેઠે તેવાત કબુલ કરી ત્યારે વળી કહેવા લાગ્યો કે "સાહેબ દોલત જાદા, એક વાત કેવાની ભુલી ગયો; આપના મંછુભાઈ, સરૂપચંદ ગાંડી બેહેન વિગેરે વાજાં પડઘમ સાથે સાએલા કરશો હું જીવતાં સુધી આપનો ઉપકાર ભુલનાર નથી, "પ્રમાણે સરઘસ દીપાવવા માટે સરવ પારશી, વાણીયા, ક્ષત્રી,શેઠ શાહુકારો તથા અમલદારોની ખુશામત કરી ફુલણજી ઘેર આવ્યા વળતે દહાડે માંડવા મુરત હતું તેથી મોટો માં

ડવો બાંધી જમાડવાનું જારી કીધું.

**સજજનો!** તમારી આગળ કુંલાણુજીના લગનની ધામધુમનું વર્ણન કર્યું પણ રંગમંડપનું વર્ણન કરવું રહી જાય છે માટે તે મોટા મંડપનુ વરણન મારી મંદ મતીથી કરૂં છું તે પર જરા ધ્યાન આપશો.

પ્રથમતો પેસતાંજ જયાં જોશો ત્યાં ભીતે રંગ બેરંગી તરેહ તરેહવાર ચિત્રો માલુમ પડતા હતાં, આસપાસ હાંડીઓ અને તેની વચ્ચે ઝુમર ટાંગ્યાં હતાં તેથી રાત્રે એવો સરસ પ્રકાશ પડતો કે બીજો ભાનુદય થયો હોય તેમ લાગતું હતું. તેમાં વળી સાંમસામી મોટા આયના ટાંગ્યા હતા તેમાં જયારે જોઈએ ત્યારે આપણે કયાં ઉભા છ.એ તે સુધાંત ભુલી જતા, કે લોક બિચારા પોસબેર આવતા અને સામા આયનાની પ્રતિછાયાથી એવું સમજતા કે હજી આગાડી જવાનું છે, એમ ધારી જયારે આગળ જતા ત્યારે સામા આયના સામે ધડીમ દેતું માથું અફળાતું તેથી બીજાઓ મસ્કરી કરતા, અને પેલો બિચારો શરમીંદો પડી જતો. આયનાઓની વચ્ચે વચ્ચે સુંદર સુંદરીઓની મોટી મોટી તસ્વીરો ગોઠવી હતી, જેથી હૃદયને અતિ આનંદ થતો હતો. તરેહવાર શેતરંજી, ગાલીચા વિગેરે રમણિય બીછાનાથી મંડપ બહુ દેદીપ્યમાન દીસતો હતો. બેઠક તો ખુ

રરી કાચ વિગેરેની હતી, અને તે ગોઠવવાની જુક્તિ એવી સરસ હતી કે તેથી મન ઘણું પ્રફુલીત થતું હતું આવા સુશોભિત મંડપમાં જ્યારે વડોદરા વાલી ઉમદા ખબરનો નાચ થતો ત્યારે ત્યાં ઈન્દ્રપુરીસમ શોભા થઇ રહી હતી. મોટા મોટા શેઠીઆ આવતા જોઈ કુલણજીનું મોં વારેવારે મલકાયા કરતું હતું. મુરખાદાસ તે બધાને લટકાળી ચાલે પાન ગુલાબ આપવા ઉઠતો હતો, અને બધા લોકો તેની સલામ ઝીલતા તેથી એનો હરખ માતો નહોતો. આ પ્રમાણે મીજલસનું કામ પુરૂં થયું હવે સરઘસની શોભા જુઓ!

ફાગણ સુદ એકને દીવશે મોટો વરઘોડો નિકળ્યો તે વેળા કુલણજીનો હરખ માય નહીં. મોં મલકાયા કરે માંડવામાં મોટા મોટા નામીચા લોકો ખુશામત કરવાથી આવ્યા હતા, તે જોઇ કુલણજીએ જાણ્યું કે મારી આબરૂ કાંઇ જેવી તેવી નથી. આવા આવા મોટા લોક બીજા કોને ત્યાં જાય છે ? એ પ્રમાણે કુલણજી તો ખુશી થઇ ફુલાઈ ગયા. એક તરફ માંડવામાં ઉમદાબખસ નાચે; ને બીજી તરફ નોબત નગારાં ને અંગ્રેજી વાજાં વાગે, ત્રીજી તરફ મોટા મોટા સાબેલાઓ તૈયાર થઇને આવે; એ પ્રમાણે સઘળી ધામધુમ થઇ રહી હતી. પછી મુર્ખાદાસ વરરાજા હાથમાં નાળીએર લઇ ઘોડાપરૂ બેઠા અને એની બહેન મુર્ખાબાઈને કોઇની નજર લાગે

નહીં માટે માથેથી લુગ઼ ઉતારયું, તેના ઘોડાપર સોનેરી સાજ નાખ્યો હતો; તથા મુર્ખાદાસનું મોં પાન ઈલાઈચીથી ભરેલું હતું, તથા તેમાં હોઠ હીંગલોકથી રાતા રંગેલા હતા, લોકોની ખુશામત તથા કાલાવાલા કરીને આણેલા મોતીના છડા, કાનના કુંડલ તથા પાઘડીપર હીરાનો શીરપેચ, એ સર્વેથી મુર્ખાદાસનું મોં ચકચકી રહયું હતું મુર્ખાદાસનો ઘોડો ચાલવા માંડયો એટલે બાયડીઓએ નિચે પ્રમાણે ગીત ગાવા માંડયું.

## ગીત.

કુવર હેલ દઇ ઘોડે ચડીયા
તારા વેરીને ધાસકા પડીઆ.
કુવર દહીંયનાં ગોરસ ખાટાં,
તારા વેરીના હઇડાં ફાટયાં.
કુવર દહીંયના ગોરસ મીઠાં,
તારા વાહાલાએ અચરજ દીઠાં.
કુવર ખુંપ તે અસારોને મસારો,
જોવા આવ્યાં તે સાસુ ને સસરો.
કુંવર ખુંપેતે જડીયા બાપ,
રાજનમાંસોઇએ છઆવરના બાપ
કુંવર ખુંપે તે જડીઆરે હીરા.

સાજમાં સોઇએ જીઆવરના વિરા.
કુંવર ઘોડે છે ફુલની પાખર.
તારા સગા શોભીતું રે સાજન,
કુંવર ઘોડે છે ફુલની વાડી,
કરવડો ઝાલે જીઆવરની માડી.
કુંવર ઘોડા પાછળ કામધેન,
રથે બેશે જીઆવરની બેહેન.

પછી ગાજતો વાજતો વરઘોડો ચાલવા માંડ્યો ત્યારે ફુલ ણજીએ પોતાના કેટલાક ઓળખીતાને પાસે બોલાવી કહયું-કે જુઓ ભાઇ જેમ સારૂ દેખાય તેમ શઘળા શાબેલા ગોઠવો પ્રથમ બધી ચારઠો રાખો પછી બગીઓ, સાબેલા પાલખી વિગેરે ગોડવવું પછી તેઓ આમ તેમ દોડવા મંડી ગયા અને આ પ્રમાણે ગોડવ્યું શઘળી ચારઠો આગળ નીકળી તેની પછી ત્રણ અંગરેજી વાંજાં, તેની પાછળ બગીઓ અને ત્યારબાદ શાબેલા અને પાલખીઓ હતી. દરેકની અગાડી નોબત, નગારાં, તાંસા ને પડઘમ વાગતી હતી, પછી મોટું સાજન ચાલ્યુ જેમાં સરવે જ્ઞાતીના મોટા મોટા ગ્રહસ્થો હતા, તેની પછી મુરખાદાસનો ઘોડો અને-તેની પછવાડે સ્ત્રીઓ ચાલતી હતી. મુરખાદાસની માતાએ કપાલ ઉપર ખોટા મોતીનો મોડ ઘાલ્યો હતો ને હાથમાં-રામ દીવો લીધો હતો બધી સ્ત્રીઓ ગીત ગાતી ચલતી હતી

**બનડા**

હાંરે બના કિન્ને બતાઇ તુને મેરી ગલીયાં
મેરી ગલીઆંરે ગુલાબાં છડીયાં, હાંરે બના૦
હાંરે બના ચીરતો તેરા લાલ બનીયા,
લાલ બનીયારે ગુલાલ બનીયા, હાંરે બના૦ ૧
હાંરે બના નીમાતો તેરા લાલ બનીયા,
લાલ બનીયારે ગુલાલ બનીયા, હાંરે બના૦ ૨
હાંરે બના મોજાતો તેરાં લાલ બનીયાં,
લાલ બનીયાંરે ગુલાલ બનીયાં. હાંરે બના૦ ૩

હાકેમ કે છડીદાર મોચંગ ફેર બજાવેરે—ટેક
રાનોમે મોર નચાવેરે જંગલમેં ધુમ મચાવેરે, હા.
બના તેરા ચોરા ભેજુ બનો મેરો પેર ન જાણુંરે,
છબીલો પેર ન જાણુંરે રંગીલો પેર ન જાણુંરે, હા.
બના તેરા મોતી ભેજુ: બનો મેરો૦ છ૦ ૨૦ હા.
બના તેરા નીમા ભેજુ: બનો મેરો૦ છ૦ ૨૦ હા.
બના તેરા મોજા ભેજુ: બનો મેરો૦ છ૦ ૨૦ હા.

એ પ્રમાણે ધામધુમથી વરઘોડો નીકળ્યો, તેને જોવાને-ઘણા લોકની ઠઠ મળી હતી; સહુ કોઇ પુછવા લાગ્યા કે આ કોનો વરઘોડો ? ત્યારે જવાબ મળતો હતો કે ફુલાણુજીના મુરખાદાસ પરણેછે તેનો. ફુલાણુજી એટલા બધા ફુલાઈ ગયાકે

સાંજનમાં ચાલતા ચાલતા ડોકુ ઊપર નીચે કરયા કરે, સાજનમાંથી જરા દુર જઈ સમજુ લાલને કહયું કે. જોયા આપણો વરઘોડો! કેવો મોટોછે? એ કેવો લાગેછે તે તમે જરા આગળ જઈને તપાસો ને એની સઘળી શોભા મને રાતના કહેજો, વળી ત્યાંથી પાછા સાજનમાં આવીને દશેક મિનીટ પછી થોડેક દુર જઈ પોતાના ઓળખીતાઓને કેહેવા લાગ્યો કે સાહેબો જરા જરા લાઇટની ગોઠવણ સારી રખાવજો શેઠના કહેવાથી સમજુલાલ તપાસ કરવા ગયા અને ગણેછે તો ૫૦ ચારઠ, ૨૫ બગીચો, ૩૦ સાએલાને ૧૦ પાલખીઓ બાદ સાજન માજનમાં હજારેક આદમી હતા ને પાછળ પુષ્કળ સ્ત્રીઓ હતી; એવી ધામધુમથી છેલ્લે વરઘોડો ઘેર ઉતર્યો રાતના ફુલણજીએ સમજુલાલને પુછયું કે ધામધુમ કેવી હતી.

**સમજુલાલ**—શેઠ ધામધુમમાં કાંઇજ કસર નહોતી એવો વરઘોડો મેં મારા બાપ જન્મારામાં પેહેલ વેહેલાજ જોયો.

**ફુલણજી**—સમજુલાલ ! મારી ગામમાં કેવી આબરૂ છે? કેટલું જબરૂ સાજન હતું ? એવું સાજન કોઇ બીજો એકઠું કરત કે ? પગને ગરદન એક થાત તોપણ થાત નહીં; તમે કહેતા હતા કેની કે ખરચ ન કરો. પણ ખરચ ન કરત તો આવી આબરૂ અને શોભા કયાંથી મલત વારૂ !

**સમજુ** સમજુલાલ આની મુરખાઈપર મનમાં હસવા લાગ્યો. અને ભાઇને માઠું લાગે તેથી કાંઇ બોલ્યો નહીં. આથી ફુલણજી ખુબ ફુલાઇ ગયા, આખી રાત હરખમાં ને હરખમાં ઊંધ્યા નહી. ચાર પાંચ વાર પથારીમાંથી ઉઠી મુછે તાલ દઇ આમ તેમ આંટા મારવા લાગ્યા વહાલી વહુએ લટકો કરી કહ્યું કે હવે જરા થાકયા પાકયા સુવો નહીં તો હેરાન થશો. વાહાણે વહેલા ઉઠવું પડશે. પાછું કામ છે. ત્યારે ફુલણજી બોલ્યા " અલી સાંભળ્યું, મને તો ઊંઘ આવની નથી. લોકો કહે છે તેમ મને હરખાવા થયો છે. તુજ કહેની કે આવો મોટો વરઘોડો કોઇને ત્યાં તેં દીઠો, હતો ? આવા આવા મોટા લોકોને ત્યાં જતા હતા ? ઉમદાબખસ નામનો નાળીચો તાયફા સાજનની અગાડી ચાલે, એ કાંઇ જેવું તેવું કહેવાય ? આપણને જે શોભા મળી તેની આગળ જે પૈસા ખરચ્યા તે વળી ગયા. આપણો મુરખાદાસ મોટો ભાગ્યવાન તો ખરો. આવો વરઘોડો મારો વખત પણ નહો તો નીકળ્યો. અહો ચકલે ચકલે કેટલાક લોકો આ વરઘોડો જોવાને ભેગા થયા હતા ? આ બધું મેં મારી નજરેજોયું તેથી મારા મનમાં હરખ માતો નથી. કાલે પણ પાછી ધામ ધુમ છે, અરે પણ કાંઇ ફીકર નહી; હોસમાં ને હોશમાં કંઇ થાક જણાવાનો નથી. "

એ રીતે ફુલણજી આખી રાત જાગ્યા અને બીજે દિવસે પણ મોટા ઠાઠથી વરઘોડો કહાડયો તે પહેલા દિવસ

કરતાં મોટો નહોતો' તો પણ સારો કહેવાયો.

એ પ્રમાણે વરઘોડો કન્યાને તોરણે આવ્યો એટલે મું-બાદ.સની બેહેન જે ગીતાં ગ.વામાં એકકો હતી તેણે ગવ-રાવવા માંડ્યું.

### ગાત.

શેરી શેરી ઘુઘરડા વાગેછે,
કોઇ ઉમરાવ જાદો આવે છે,
કોઇ જાણ કરો પોછાન કરો.
પેલા નવલા વેહેવાઇને જાણ કરો,
પેલા કોડીયા વેહેવાઇને જાણ કરો.
તારા શેરી છે સુગાળી રે,
તારી ઘર ધણીયાણી કાળીરે.
મારી જાનમાં આવ્યા મોટારે,
વેહેવાણ જળ ભરી લાવો લોટ.રે.
વેહેવાણ લેજેરે કાતટી,
તારે બારણે આવ્યો નાણાવટી.
વેહેવાણ લેજે રે સોપારી.
તારે બારણે આવ્યો વેપારી.
વેહેવાણ લેજેરે સુપડલુ,
તારા ભવનું તે ભાગ્યુ દુખડલું.
તારા ચુલા પછાડી ગારોરે,

તારે દીકરી જણ્યાનો વારોરે.
તારા ચુલા પછાડી ઈટ રે,
તારે દીકરી જણવાની રીતરે.
તું તો દીકરી જણી જણી થાકીરે,
આંબા કેરીની પેઠે પાકીરે.

હવે સસરાના ઘરનો તાલ જુઓ! વર રાજાનું નાક તેની સાસુ તાણે માટે મોટી સાવચેતી રાખવામાં આવી હતી. વરરાજાના મિત્રો તથા તેના સગાં નાકે આડા રૂમાલ ધરીને ઉભા હતા. જેથી તે બિચારાનું આખુ મોં રૂમાલથી ઢંકઇ ગયુ હતું!!

ત્યારપછી સાસુએ વરને પોંખવા માંડયો તે વખતે નીચે પ્રમાણે ગીત બંઇરાઓએ ગાવા માડયું.

## ગીત.

મહાવર તોરણે આવ્યારે,
સાળાએ સલોકા બોલાવ્યા રે
સસરાએ પુજકરી પધરાવ્યા રે
નવી વેહેવણ લો શણગાર રે,
પ્હેરણુ પીલડા પાટ રે;
ઓઢણુ નવરંગી ઘાટ રે,
છાંટે છે કન્યાનો ભાઇ રે.
પોંખવાની કરો સજાઇ રે,
વેહેવાણ ધોજે તારા હાથ રે;

તાણજે મારા જીઆવરનું નાક રે
રખે મારા મોતીનું પાણી જાયરે
રખે મારો હીરલો ઝાંખો થાયરે
રખે મારૂ મોગરડુ કરમાય રે,
ધુશળ મુશળ ને રવાઈ રે.
સાસુએ પોંખ્યો છે જમાઈ રે
સરીઓ સાંપડ ને ત્રાક રે,
હરખીને તાણ્યુ છે નાક રે
હરખીને નાખીછે પીડી રે
વેહેવણ હરખે હરખે હીડી રે.
હરખીને ઉતારયા સાંપડ રે
ધાણું જીવો નવી વહુના ઢાંકણુરે
ગળે ઘાટ ઘાલીને તાણ્યા રે,
મંડપ માંહેરડામાં આણ્યા રે,
જીઆવર અરડ મરડ કરો પેઠારે
જઇ સાસુની સોડમાં બેઠા રે,
વેહેવણ તારૂં મોટુ પુન્ય રે.
તું તો જમાઈ પામી રતંન રે,
તડકે બેશીને તપ કીધાં રે.
નર્મદામાં અધજળ વચે નાઈરે.
તેથી પામી રૂડો જમાઇ રે,

માહેરડામાં શ્રી માતાજી એવારે
કન્યા આણી છે તતખેવ રે,

પછી પોંખઇને માંડવામાં ગયાં ત્યા થોડી વારે સમય વ-રતે સાવધાન થયા અને બ્રાહ્મણો લાંબા રાગડા કહાડી મંગળાષ્ટક ભણવા મંડ્યા. તે નીચે પ્રમાણે–

## श्लोक.

गंगागोमतीगोपतिगणपतिगोविंद
गोवर्धनो ॥ गीतागोमयगोरजोगीर
सुतागंगाधरोगौतमः ॥ गायत्रीगरुडो
ध्वजागुणनिधीगंभिरगोदावरी ॥ ए
तेषांमंगळकार्यनीत्यंकुर्यात्सदामंगळं

શુભ લગ્ન સાવધાન, આચાર્ય સાવધાન વરકન્યા સાવધાન, સમે વરતે સમય. પળ ૫૦ નો સમય અંતર સમય.

## श्लोक.

गंगासिंधुसरस्वतीचयमुनात्रीवेणीच
गोदावरी ॥ कावेरीसरयुमहेंद्रतनया

चर्मावर्ती वेदिका ॥ क्षिप्रावेत्रवतीमहा सुरनदीक्षातागयालगुकी॥एतेषांमं गळकार्यनीत्यंकुर्यात्सदामंगळं ॥ २ ॥

શુભ લગ્ન સાવધાન, આચાર્ય સાવધાન, વરકન્યાં સાવધાન ઠાળીકંદી સાવધાન સમે વરતે સમય પળ ૪૦ નો સમય અંતર સાય. ઇત્યાદી ઇત્યાદી.

પછી હસ્ત મેળાપ થયો. કે તરત વર તરફનાં બઇરાંઓએ ગાવા માંડ્યું.

### ગીત.

ઢોલા ઢમક્યા રે વરવહુના હાથ મળયા,
જેમ ઇશ્વર ને પારવતીના હાથ મળયા.
તેમ જીઆવરને નવીવહુના હાથ મળયા.
પારવતીની સૈયો સાથ મળ્યા,
જેમ--ભાઇને વહુના હાથ મળ્યા,
તેમ જીયાવરને નવાવહુના હાથ મળ્યા.

ત્યાર પછી વર કન્યાને ચોરીમાં બેસવાની વખત થઇ એટલે વર કન્યા ચોરી આગળ ગયાં કે સામસામી બે તરફની વેહુવાણો ગીતો ગાવા લાગી તેનો દેખાવ એવો વિચીત્ર હતો

કે તુરત કોઇ અંગરેજ જેવાને તો હાસ્ય થયા વીના રહેજ નહી ઉછળી ઉછળીને ગીતો ગાય! વાહ શી મજાની આર્ય સ્ત્રીઓની ખુબી!!!

પછી મુર્ખાદાસે પોતાની વહુના હાથનો કંસાર જમયાનો આ શીઓ લીધો! બાદ મંગળ ફેરા ફર્યા તેમાં મુરખાદાસે સુંદર ગવરી કરતાં પેહેલાં બેસી જવાની ઘણી સાચેની રાખો હતી.

ત્યાર પછી ગોત્રદેવીની પુજા કીધી, તથા એકી બેકી રમી વરકન્યા લઇ જવાની તજવીજ થવા માંડી તેમાં કમનશીબે મુરખાદાસ હાર્યા, એટલે મુરખાદાસના મોતરો જેઓ એની પાસેજ બેડા હતા તેમણે ગોરના હાથમાં રૂ ૦। મુક્યો એટલે ગોર બોલી ઉઠયા કે મુરખાદાસ જીત્યા! મુરખાદાસ જીત્યા! વા કેવી સારી પ્રસંસા યુકત રૂઢી!!!

વર કન્યા બેઉ પાલખીમાં બેઠાં ને મોઠી ધામધુમથી વરને ઘેર આવ્યાં વળતે દિવસે ઉબેતર તથા ગોરવ થયા તે દીવસે પણ ગાજતે વાજતે રાતના નવ વાગે વેહેવાઇને માંડવે ગયા; ગોરવ જમતાં મુરખાદાસની મા તથા બીજાં સગાં વહાલાં બિભસ્ત ગીતો ગાવા લાગ્યાં, તે સાંભળી ફુલણજી હરખાવા લાગ્યા ફુલણજીની બેન સ્ત્રી અને દીકરીઓ ફુલણજી સાંભળે તેમ મોઢેથી લાંબા લાંબા હાથ કરી ફટાણાં ગાવા લાગી ફુલણજી પોતાની બેન સ્ત્રીને દીકરીને ભુડાં ગીતો ગાવામાં આવી કુશલ જોઇ ઘણા ખુશી થયા!!! પહેરામણી પેહેરી વરકન્યા વિ

ગેરે સૌ ઘેર આવ્યાં આ પ્રમાણે લગ્નનુ કામ પતી રહેવા આ વ્યું ! હવે પછી નાત જમાડવાની તઇયારો થવા માંડી ગોર ઘેર ઘેર પોકારતો ગયો કે " ફલાણાભાઈ ! કુલણજીના મુરખા દાસ પરણ્યા તેથી કુલણજીની તરફનાં તમારે ઘેર સર્વેજનનો તરાં " સાંજરે ચાર કલાકે સરીઆમ રસ્તાપર નાત જમવા બેઠી ત્યાં જાત જાતનાં પકવાંનો અને જાત જાતનાં શાક ભાજી કીધાં હતાં રસોઈતો ઉતમ પ્રકારની કરાવી હતી કુલણજી અને મુરખાદાસ કસબો કોરનાં અબોટીયાં પેહેરી તથા લોકનાં ભીખ માગી લાવેલાં કડાં સાંકળાં કંદોરો વિગેરે લટકાવી તથા કસબી શાલ ઓડી સર્વે મિત્રને તથા બીજા માણસોને કહેતા હતા કે " સાહેબજી પીરસવા રહેજો " એ માફક ઉપરીપણું કરવા નીકળ્યા.

જમવાનું પકવાન ઉત્તમ પ્રકારનું હતું, પણ માણસો બે ત્રણ હજાર તેથી પીરસનારની ખોટ પડી, જેથી પીરસવાની તાકીદ થઇ શકી નહીં, આવું જોઇ જમનારા બોલવા લાગ્યા કે " જુઓ ભાઇ કુલણજીએ નાત જમાડી પણ પીરસવામાં અંધારૂ છે. " એ પ્રમાણે કુલણજીને ત્યાંને ત્યાંજ સાબાશી મળી ગઇ અરે એતો પ્રથમ ગણેશ બેઠા, ખરી ફજેતી થવી તો બાકી છે.

મુરખાદાસ એક મોટા રેશમી રૂમાલમાં પાનના બીડા ભરી

લટકની ચાલે રાઉને બીડા આપવા લાગ્યા એમ દેખાડવાને કે મુરખાદાસ પરણ્યો તે હજ અલબત તે વેળા તો સઉ કોઇ એના સામુ જોતા હતા કારણ કે વરરાજા હતા. કેટલાંક ઉછાં છળાં છોકરા એને ત્યાંનાં ત્યાંજ "વરરાજા, રોટલા તાજા, ઘી થોડું, વરરાજાનું માથું બોડું" એમ કહીને ખીજવતા હતા તેને વરરાજા પાન આપ્યા વગર જતા રહેતા હતા. રાઉની નજર મુરખાદાસપર જતી જોઇને કુલણજી ખુબ મગન થયા, અને મનમાં વિચારેછે કે "આહા છોકરાની શું ચંદ્રમા જેવી કાંતીછે. પછી સઉ પાનબીડાં લઇ પોતપોતાને ઘેર વિદાય થયા.

તે દીવસે જમી કરી કુલણજી શાકયા પાકયા નિરાંતે સુવા ગયા; અને આ મોટા કાર્યથી પાર પડેલા જોઇ સંતોષ પામી ઘણા દિવસના ઉજાગરાવાલા તેથી સુઇ ગયા; ને બીજે દિવસે સવારે દશ વાગે ઉઠયા.

એ રીતે પાંચ સાત દિવસ સુધી કુલણજીએ ખુબ ઉંઘ લઈ આરામ લીધો તેથી ઉજાગરાથી થએલી ખુમારી ઉતરી ગઇ. થોડા દિવસ પછી આંકડાપર આંકડા આવવા લાગ્યા, કુલણજી ઝટઝટ ચુકવતા ગયા અમરજી ભુપજીની પેહેલાંએથી પેલી વ્યાજુ રકમ લાવ્યા હતા તે પહોંચી ત્યાં સુધીમાં જેજેના આંકડા લાવ્યા તેમને પુરાં નાણાં ચુકવી આપ્યાં; પણ ખરચ ધાર્યા કરતાં વધારે થયો તેની ખબર રહેલો નહી, ભટભાઇ

તથા નાહાલચંદ ધોવાલાની બંનેની રકમ મોટી બાકી રહી, તેઓએ ઉઘરાણો કરવા માંડો તેથી કુલણજી ગભરાયા, તથા મોટી ચીતામાં પડયા કે હવે હું ક્યાથી આપીશ? માથે પા ઘડી ઘાલી તરત એક બીજા સરાફને ત્યા દોડયા, પણ રસ્તે જતાં કંઇ શુકન ખરાબ થયા તેથી બિચારો ફોકટ ભમી પા છો આવ્યો સરાફોએ જાણ્યું કે કુલણજીએ અછી ધામધુમથી લગ્ન કીધા છે તેને લીધે ભાઇ ભીડમાં આવ્યા છે, તેથી સરા ફોએ ધાસ્તી ખાઇને એ બાનું કાઢ્યું કે હાલ નાણાંની ભીડ છે, તેથી કુલણ બિચારો નીરાશ થઇ પાછો ઘેર આવ્યો. પેલા ભગુભાઈ તથા નાહાલચંદે ઉઘરાણી તો વધારે તાકીદથી કરવા માંડી તેઓને કુલણજીએ વાયદાપર વાયદા કરવા માંડયા. તેઓ હવે કંટાળી ગયા હતા તેમાં ભગુભાઇતો ગુસ્સામાં આવી કહેવા લાગ્યા કે રૂપિયા આપેછે કે નહી નહીં તો ફરીયાદી માંડુંછું એ શબ્દ સાંભળી કુલણજીનાં તો પેતીયાં જ છુટી ગયાં ને ધાસ્તી લાગી કે ફરીયાદી માંડી તો અમરજી પણ જાણશે કે એની પાસે કંઇ નથી. એટલે તે પણ વળી મને સપડાવશે. બાકી તો ઢોગટાં મારી ગમે તેમ ચલાવ્યા કરત વારા ફરતી ચાર પાંચ મહીને એકના કહાડી બીજાને ને બીજાના કહાડી ત્રીજાને એમ ઉથલપાથલ કરી નભાવી લેત હાલ કોઇ પાશે જઇને મંગાય એવું નથી. કારણ કે તેઓ વીચારશે કે એણે મોટા ઠાઠથી લગ્ન કીધાં, માટે કરજમાં ડુબેલો હશે,

તેથી હવે ગરજ વખતે વ્યાજે લેવા આવ્યોછે. એ પ્રમાણે કુલણજી ઘણા ગભરાવા લાગ્યા. પેલા નાહાલચંદ દીવાળાએ તો ભર બજાર વચ્ચે બે ત્રણ વાર ઉઘરાણી કરી ફજેત કીધો, તેથી ઘણોજ ગભરાઈ પોતાની વાહાલી વહુનું ઘરેણું ઘરાણે મુકી નાહાલચંદનાં તો નાણાં આપ્યાં ફકત પેલા ભગુભાઈની રકમ રહી. તેણે એકની સવાઈ લખાવી લઈ મુદત વધારી આપી. એ મુદત પુરી થવા આવી પણ રૂપોયા આપવાના કુલણજીને સાંસા પડયા, તેમ શું કરવું તે પણ સુજે નહી મુદત પુરી થઈ તેથી ભગુભાઈ જીવ ખાશે અને આબરૂના કાંકરા થશે એવી ફીકર થવા માંડી; તેથી ખાવું પીવું પણ સુઝે નહી. પછી વીચાર્યું કે કોઈને જણાવ્યા શીંવાય આપઘાત કરવો એ સારૂ છે કેમકે એના વિના બીજો ઉપાય નથી. આવો વીચાર કરીને તે રાતના બાર વાગે ઉઠયો. ને હાથમાં દીવો લઈ કુવામાં પડવા ગયો. કુવાપર દીવો મુકી કમરે પથરો બાંધતો હતો, એવામાં દઈવયોગે એક બનાવ બન્યો

સમજુલાલ પોતાના કોઈ મિત્રને ઘેર કામે ગયો હશે, તેની રસ્તે જતાં દીવાપર નજર ગઈ, ને જોયું તો કુવા પાશે કુલણજીને દીઠા, સમજુલાલે પુછયું કે કેમ ભાઈ આટલી રાતે કુવાપર શું કરોછો ? આટલું સાંભળતાં વારનેજ કુલણજીની આંખમાંથી દડરડ આંસુ પડવા લાગ્યા; તેણે બહુ પશ્ચાતાપ કરી કહયું કે, ભાઈ મારી કમબખ્તી છે. મારા આ

વી અવસ્થા થવી સરજીત, તેથી તમારા સરખા ખરા મિત્ર-
નો રૂડી શિખામણ મેં સાંભળી નહીં, મારૂ નશીબ ! હાલ
ઉધરાણીંપર ઉધરાણી થાય છે, ને ઘરમાં તો ભાઇ, તુ જાણે
છે કે કેમ છે તેથી અંતે અકળાઇને ભાઈ મેંતો કુવામાં પડ-
વાનો નકી વિચાર કીધો છે; માટે ભાઈ મારી બાયડી છોકરાં
ને સંભાળજે; જેવું મારૂ નશીબને જેવું ઈશ્વર સરજીત ! એ
મ કહીને કુવામાં પડવા જેવો જાય છે, તેવોજ સમજુલાલે
તેને જોરથી તમાચો મારી કુવામાં પડતો અટકાવ્યો અને ક
હ્યું કે, " રે અભાગીઆ ! રે મુર્ખ ! હવે આપઘાત કરવા
તઇયાર થયોછું ? તારા જેવાં બેવકુફને સમજાવ્યા ન સમજે,
પણ ઠોકર ખાય ત્યારેજ સમજે છે, જેની પાશે પૈસો હોય
તેને પણ આવો ગેરવ્યાજબી ખરચ કરવો ન ઘટે, તો તારી
પાશે કુટી બદામ ન હતી તે છતાં આવો ખરચ કરતાં શરમા
યો નહી ? એટલું તે ન વિચારયું કે હાલ તો હું કોઇના
પઇશાથી ખરચ કરૂછું. પણ પાછળથી મારાને છોકરાના શા
હાલ થશે ? આપણા લોકમાં એવા હું ઘણા તમાસા જોઉછું
કે જેઓના બાપ લાખો રૂપીયા મુકી ગયા હોય છે પણ તે-
ઓ અગર તેના વંશજો હાલ બગલમાં ફાટી પીછોડી લઇ
ફરે છે. જેટલા રૂપીયા તેં લગ્નમાં ખરચી નાખ્યા તેનો પાભા
ગ પણ જો છોકરાના વિદ્યાઅભ્યાસમાં, તથા પુસ્તકશાળા ઉ

ઘાટવામાં અગર બીજા એવા સુકાર્યમાં વાપર્યા હોત તો આ-જે તારૂ કેટલુ નામ અમર થાત ?

આપણા લોક લગ્ન તથા શોમત પછવાડે આવા અગણિત ખરચ કરીને દખીતા અંધબની ખાડામાં પડે છે. તે જાણે છે કે આનું શું ફળ થશે, તોપણ ગાડરીઆ પ્રવાહ પેઠે વગર વિચારે પુર્વજોની અઘટીત રૂઢીઓ તજતા નથી. તારા જેવા કેટલાએ આંધળાઓ આવો નકામો ખરચ કરતાં બીતા નથી. મારો એકનો એક દીકરો ને તેના લગ્નમાં સારો ખરચ કીધા વીના કેમ ચાલે ? એમ વીચારી લગનને અવસરે હજારો રૂપીયા ઉરાડી નાખે છે. ને એથીજ આપણા લોકો આવી બુરી હાલતમાં આવી પડયા છે. તમને અજ્ઞાનોને કહ્યું હોય કે છોકરાને કેલવણી આપવા હજાર બારસો રૂપીયા ખરચો તો તમે ચમકીને તરત બોલશો કે શું માત્ર છોકરાને ભણાવવા પાછળ હજાર બારસો રૂપીયા ખરચાય ! દશ પંદર ને ઘાણું તો વળી પચાસ રૂપીયા કોઇ મેહેતાજીને આપ્યા કે ભણાવો હોશીઆર કરશો. કેવી મુરખાઈ ! ! !

પણ હવે રે મુર્ખ ! ચાલ ઘરમાં. કુવામાં પડવા તઇયાર થયોછે તો અગઉથી વિચાર કેમ ન કીધો કે કુવામાં પડવા વખત આવશે? હવે ચાલ મારી સાથે મારે ઘેર. મારી પાસે નાણાંતો નથી કે હું તારા ભગુભ ઇશોકને આપુ, પણ આ લ એક ઉપાય બતાવુ તે કર. આપઘાત શું કરવા કરે છે !

આપઘાત સમાન દુનિયામાં બીજું મોટું પાપ એકે નથી મા
ટે હું કહું તેમ કર. કાલે પાછલી રાતે મનકાપુરી શેહેરમાં
ચાલ્યો જા. ને ત્યાં જેમ તેમ કરી તારો નીભાવ કરજે મુરખા
દાસ કમાવા જેવો થાય, ત્યારે મારી તરફ મોકલજે. મારા
થી બનશે તેટલી તજવીજે તેને ધંધે રોજગારે વળગાડીશ કુ
લગુજીએ પોતાના મિત્રની સલાહ પ્રમાણે કીધું. એટલે બીજે
દીવસે રાતમાંને રાતમાં ચ્યગીયારા ગણી ગયો. ગરીબ બિચા
રા કુલાગજી તારી શી વલે ?

આર્યો ! આ કુલાગુજીની વાત ખરેખર સંભવીતછે તેમ
જ હાલના ઘણા ખરા અજ્ઞાની આર્યોમાં પણ એ પ્રમાણે-
ચાલતુંજ આવેછે. બાપદાદા કરી ગયા તેનું ઉલંધ કેમથાય?
એજ તેમનો અયોગ્ય (motto)ઉપદેશ છે. બાપદાદાએ કેવાં
પ્રાક્રમ કરીને કિરતી મેળવી હશે તેનો વિચાર ન લાવતા
પાસે પઈસા પણ હોય નહીં તે છતાં તેમનીં કિરતી જાળવ-
વા અઘટીત ખરચ કરવો એટલે તે કિરતી જળવાશે એમ
તેઓ સમજેછે. પણ ખરે તેઓ ભુલેછે. તેઓ અજ્ઞાન રૂપિ-
અંધારા કુવામાં ફાંફાં મારેછે કદાચ કોઇ તેમને તે પાસમાં.
થી મુક્ત કરવા પ્રયત્ન કરેછે તો કહેશે કે "બેશો, બેસો, ત
મને સુધારાવાળાને જાણ્યા" ખરે! એમ બોલી બોલીને-
જ તેઓએ તેમનો સ્વારથ બગાડયોછે સુધારાવાળા એટલા
બધાનેજ તે દુસ્મન્ ધારેછે. ખેર, તેમ છતાં જો તેઓ અમને

સુધારાવાળાજ ધારતા હોયતો તેઓ કુધારાવાળા ઠરી ચુકયા હવે જયારે તેઓ કુધારાવાળા છે ત્યારે તેમની ફરજ એછે કે કુધારો તજીને સુધારો ગ્રહણ કરવો અયોગ્ય ખરચ કરવો એ સુધારાના નિયમ વિરૂદ્ધછે તો તેમણે લગ્ન પ્રસંગે અયોગ્ય ખરચ ન કરવો જોઇએ,કુલણજીને પ્રથમતો સઘલા અજ્ઞાનીઓએ બલકે એમની પંકતીમાં ભળનારાઓએ ઊતેજન આપ્યુ, પણ પાછળથી તેઓજ તેની નીંદા કરવા લાગ્યા એ જ એમની ખુબી! અને એજ એમની ઇચ્છીત કીરતી! નાયકાઓ નચાવી તેમાંજ મોટુ માન સમજેછે જેને ત્યાં નાયકા નાચે નહીં તે ગરીબ કેહેવાય આ કેટલી અજ્ઞાનતા?વિદયા રૂપિ સુર્યના કીર્ણ તેમના ઘરમાં કોઇ દિવસ પ્રકાસતાં નથી,તેમજ તેમના અંતઃકરણરૂપિ ઘરમાં અંધકાર દીસેછે! નાયકા જે ખરા કુકતથી તેમનું પોષણ કરેછે, તેને સજ્જનોની સભામાં બોલાવાયજ કેમ! સજ્જનોએ તે સ્થળે બીરાજવું. તેજ ઉચિત નથી હાલની ઉછરતા વગર કેળવાએલી અજ્ઞાન પ્રજાતો એવુંજ જોઇને રાજી થાયછે. જમવા ખાવાની બાબતમાં પણ તેવુંજછે. કોઇ જરા પઇશાદાર અને જરાક જ્ઞાતી ભોજન આપવાની ઇચ્છા ઓછી જણાવતો હોયતો તુરત ખાઉધરા લોકો વાતો કરવા માંડશે કે 'ભાઇ જોયું કે ફલાણાભાઈ તો ભુખે મરે છે. બાપ દાદાતો કમાઈ ને ભાઇને માટે મુકી ગયા પણ ભાઈ તો તેમનું નામ છેક

ડુબાવવા બેઠા છે, વિગરે વિગરે " આવાં કઠોર વચન સાંભ ળીં તે બીંચારાને ડરીને તેમના નામની મોકાણ કરવી પડેછે! શરમ એવા બાહુધરાઓને ! એક રાત્રીના વાળુ માટે બીચારાને પઇસે ટકે ખુવાર કરી છેક કંગાળીયત સ્થીતીમાં લાવી મુકે છે. ગરીબ બીચારો કુલણજી કીરતી મેળવવાની લાલચે ખરાબ થયો, અને જશને બદલે જુતીયાં મળ્યાં. જ્યારે નાતમાં પીરસનારની તંગી પડી ત્યારથીજ નીંદા કરવા માંડી, તો તે લોકને ખવરાવ્યાથી શો ફાયદો ? જો એટલાજ રૂપીઆ કોઈ સારા કામમાં રોકયા હોત તો એની કીરતી કેટલી ફેલાત ? એ શાનાં ફળ ? અજ્ઞાતાજ ? વીદ્યાનો અંકુર રૂપી દીવો જયાં સુધી તેમના અંતઃકરણ વિસે પ્રદીપ્ત થયો નથી ત્યાં સુધી તેઓ આ નીંદાયુકત અંધારામાંથી બહાર આવનારજ નથી.

ધન્ય છે સમજુલાલ જેવા મિત્રોને ! પણ અરે બીચારો તે પણ શું કરે ? સમજુલાલ માથુ પટકીને મરી ગયા પણ પેલો અંધ કુલણજી એકનો બે નજ થયો, અને અંતે વીતી ત્યારેજ ખબર પડી. સમજુલાલે તો મીત્રની ફરજ યથા શક્તિ બજાવી પણ તે બીચારો લાચાર હતો.

આપણા આર્યો તે કયારે સમજસે ? તેઓને શીખામણ દતાં સુધરતા નથી. અરે આર્યો જાગો ? જાગો ? શું હુ-

છ સુતા છો ! તમારી ઊંઘ કુંભકરણવત છે તે તજી દયો, અને શૌર્યરૂપી તરવાર બાંધો: વહેમો અને ક્ષણીક કીર્તિનો વિશ્વાસ ન રાખો; આર્યદેશ બુડે છે તેને તારો તેને તારનાર પણ તમેજ છો અને મારનાર પણ તમેજ છો; જય રે એમ છે ત્યારે તો તાકીને તીર મારો. **" ઉદ્યોગિનં પુરૂષસિંહમુપતિલક્ષ્મી ॥ "** ઉદ્યોગી પુરૂષ શું કરી શકતો નથી ? માટે જાગો ! જાગો ! કે જેથી આર્ય દેશ તેની પ્રાચીન પુર્ણ તેજઉપર આવે. આમીન ! આમીન ! ! આમીન!!!

અરે આર્ય અજ્ઞાનિ કાં અંધ થાઓ!
થઇ જાણિતા કુપમાં કેમ જાઓ!
તજીને અનીતિ સુનીતિ વધારો,
સુધારો થવાને સુધારો સુધારો.
તમારો ખરો ગારદાઓ પ્રવાહ,
ખરે દેખી એવું બહુ ખેદ થાય;
તજો એ તમારો નઠારો કુધારો,
સુધારો થવાને સુધારો સુધારો.
ગયું માનને ખાનને પાન સર્વે,
પિતા જ્ઞાનીનું નામ બોળ્યું તમે રે;
હતો ટેક ને જ્ઞાન ભંડાર સારો,
સુધારો થવાને સુધારો સુધારો.
ગઇ આબરૂને વધી ફીરીઆરી,

ખરૂં સુખ છોડ્યું કુરસ્તે પધારી;
ધરી ધ્યાન પુરૂ સુખેથી વિચારો,
સુધારો થવાને સુધારો સુધારો.
કિધી ન્યાત મોટી મતિ રાખિ છોટી,
જુઓ પામવા આબરૂ છેક ખોટી;
ફના એક વાળુ થકી તે બિચારો,
સુધારો થવાને સુધારો સુધારો.
વદે લોક ખાવા ખુશી વાહ વાહ,
પછી લાગશે વાહ? એ દાહ દાહ;
થશે રૂણ જ્યારે તજે એજ યારો,
સુધારો થવાને સુધારો સુધારો.
વળી લગ્ન ટાણે ગ્રહે નાયકાઓ,
કરે ગાન તેને તમે ખુબ ચ્હાઓ;
અરે શું કરે તે દિન તે વિચારો,
સુધારો થવાને સુધારો સુધારો.
ભરે પેટ કુકૃત્યથી નીશ દીન,
તમે કેમ થાતા નથી આર્ય ખીન;
હિવે આરારો શું થશે કે સુધારો
સુધારો થવાને સુધારો સુધારો.
સભા મધ્ય આવી ગુણિકા બિરાજે,
ઉઘાડે શીરે સજ્જનો પાસ વ્હારે;

ખરો આ સુધારો તમે કીધ સારો
સુધારો થવાને સુધારો સુધારો.
બીજા એ વીનાના બુરા લગ્ન ધારા,
લગ્નેથી થશે ગ્રંથની વૃદ્ધિ મારા,
વિચારો વિવેકી માગું બોધ મારો,
સુધારો થવાને સુધારો સુધારો.

**સમાપ્ત.**

# સુચના.

આ બુક શીવાય બીજી ઘણી જાતની બુકો અમારે ત્યાં છપાએલી છે જેવાકે નાટકો, તથા વૈષ્ણવ ધરમના લોકોને ઘણી ઉપયોગી તેમજ જૈનધર્મના લોકોને ઉપયોગી તેમજ સરકારી નિશાળોને ઉપયોગી સરકારી ચોપડીઓ તથા વકીલોને ઉપયોગી કાયદાઓ ઘણીજ કમ કીમતથી આપવામા આવશે.

બુકશેલર મગનલાલ વરજભુખણદાસ

„ ફકીરચંદ કીકાચંદ.

„ મોતીલાલ મગનલાલ.

„ લલુભાઈ ગુલાબદાસ.

„ મગનલાલ દેવચંદ

„ ત્રીભોવનદાસ રણછોડદાસ ડાકોરવાળા.

જોબકામ—અમારે ત્યાંહાં છાપવાનું કામ ઘણું સરસ ભાતકે તેમજ સસ્તી કીમતે ધણીને પસંદ પડતી જાતમાં છાપી આપવામાં આવશે.

લી. મગનલાલ વરજભુખણદાસ

આયસાગર પ્રેસના મેનેજર.